


# શ્રી જીન પુજા વિધી સ્તવનાવળી

શ્રી સુરતની

## જૈન સંગીત મંડળી

તરફથી

બીજું સાહાસ નવા લેબાસમાં

શ્રી સુરતના નગરશેઠજીના સુરતના શ્રી અજીતનાથજીઓ તથા આદીશ્વર ભગવાનજીના દેરાઓ જેમાં ઉપરના દેરામાં નાના મોટા ચોવીસ દેહેરાંઓ તથા નીચેના દેરામાં નાનામોટા તેર દેહેરાંઓ સમાયલા હતા. તેએકત્ર કરીને હાલના નગરશેઠ ગુલાબભાઇ નરોત્તમદાસે તેનો જીર્ણોધ્ધાર પ્રતિષ્ઠા મોહોત્સવ આરંભ્યો તે રૂડા પ્રસગની ખુશાલીમાં

મીતી સંવત ૧૯૫૭ના બીજા શ્રાવણ શુદ ૬ ને વાર સો.

તારીખ ૨૦-૮-૧૯૦૧

સુરત ખોદાબક્ષ પ્રેસમાં છાપી.

કીમત સવા આનો






## આ ચોપડી મલવાનાં ઠેકાણાં.

સુરતના વડે ચૌટે. તાળીવાલાની પોળ તથા નગરશેઠની પોળ વચ્ચે નગરશેઠના ડેલા પાસે આવેલા નગરશેઠના અજીતનાથજી ભગવાનના દેરામાં બેસતી શ્રી "જૈન સંગિત મંડળી" માંથી મળશે. તથા નગરશેઠની પોળમા ગોડીજીના દેરામાં બેસતી શુરતની પ્રખ્યાત "ધી જૈન જોઇન્ડ કલબમાંથી મળશે તથા કબુતરખાને કલ્યાણ પાર્શ્વનાથ માંથી બેસતી "ધી જૈન બ્રાંચ જોઇન્ડ કલબ" ના પ્રેસીડટ મી૦ રગીલદાશ મનશુખરામ કનેથી મળશે.

# જૈન સંગીત મંડળાનો હેવાલ.



આ મંડળી સને ૧૮૯૫માં સ્થપાઇ. અને સને ૧૮૯૬માં ચોવીસે તિર્થંકરોના સ્તવનો ઇત્યાદીનો સમાવેસ કરેલી "શ્રી જૈન સંગીત સ્તવના વળી" પ્રસિદ્ધ કરી હતી. અને છાપરીઆ શેરીમાં વસતી હતી. પણ સને ૧૮૯૯માં પડી ભાંગી હતી.

જે ચાલુ સાલમાં ફરીથી જુના નામે ઉભી કરવામાં આવી છે. તેની યાદમાં આ સ્તવનાવળી પ્રગટ કરવામાં આવી છે. અને હવે વડા ચોટામાં નગરશેઠના દેરામાં વસવાટ કરે છે. અને જૈન ધર્મની સંગીત જ્ઞાનની કેળવણી આપે છે. એ મંડળીનું ફરી નવેસરથી બંધારણ કરવામાં આવ્યુ છે જે નીચે મુજબ છે:

બાપુભાઇ ગુલાબભાઇ નગરશેઠ (પ્રમુખ) મુની ગુણ રતન તેજરત્નજી મુ. ખેડા. (ઉપપ્રમુખ) નાથુભાઇ ઉદેચંદ (સેક્રેટરી) ગુલાબચંદ ઉદેચંદ (ખજાનચી.) ડાયાભાઇ સુરચંદ (વાજીંત્ર શીક્ષક.) કાળીદાસ મગનલાલ (કવી.) અને મેમ્બરો. ૧ દલીચંદ શાકેરચંદ. ૨ મગનલાલ તુળશી દાસ. ૩ નાથુભાઇ ડાયાભાઇ. ૪ છોટેલાલ ભાણાભાઇ. ૫ મોહનલાલ મગનલાલ. ૬ મંગુભાઇ ઉદેચંદ. ૭ પ્રેમ

ચંદ શાકેરચંદ. ૮ કીકાભાઈ ખુબચંદ. ૯ ઇછાચંદ કસ્તુરચંદ ૧૦ ધરમચંદ નેમચંદ. ૧૧ નાથુચંદ દેવચંદ. ૧૨ ચુનીલાલ મોતીચંદજી. ૧૩ મંછુભાઈ શાકેરચંદ. ૧૪ કીકાભાઈ ફકીરચંદ. ૧૫ નેમચંદ નવલચંદ.

---

## શ્રી જીન પુજા વીધી ફળ.

લીલ તથા જીવાતવાળી જગ્યાએ ન્હાવું નહીં. અને સ્વચ્છ કપડે દીલ લુછવું. પુજાના વસ્ત્ર સ્વચ્છને અલગ રાખવાં. ઉતરાસણના આઠ પડ કરી મુખકોસ બાંધી હાથ ધોઈ નાંખવા. મહારાજને અંગે પોથો, વાળા કુંચી કરી ન્હવરાવી સ્વચ્છ ત્રણ વસ્ત્રે જતનથી આગ લુહણા કરવા. પછી દુરગંધ્રા દુર કરવા. ધુપ, દીપ પ્રગટ કરી અગર, બરાસ, કેશર, શુખડ ઘસી વાડકીમાં લેઈ જમણા હાથના અંગુઠાથી ચોથી આંગળી તેમાં બોળીને પ્રભુને જમણા તથા ડાબા પગને અંગુઠે, જમણા તથા ડાબા ઢીચણે, જમણે તથા ડાબે કાંડે, જમણા તથા ડાબા ખભે, મસ્તકે, કપાળે, કંઠે, હ્રદયે, નાભીએ. એ રીતે પ્રભુને નવ અંગે એક ચિત્તે પુજા કરી પુષ્પ ચઢાવવાં. પછી નવપદજી ની અરીહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ એમ અનુક્રમે રીવા

કરવી. અને પછી મંગળીક ને અર્થે અષ્ટ મંગળીક આલેખે પણ એઓની તથા માતાઓની પુજા કરેલ કેશરે પ્રભુની પુજા કરવી નહીં. એ દ્રવ્ય પુજા કહી. પછી ત્રણ ખમાસ મણા દેઈ ચૈત્ય વંદન કરે તે ભાવ પુજા કહેવાય. એણી રીતે જે પુજા કરશે તે શીવ પદ પામશે.



## ક્યા નડતા ગ્રહની શાંતી સારૂ કઈ પ્રતિમાનુ પુજન કરે તથા ગણું ગણે તો મંગળીક થાય ?

૧ સુર્ય નડતો હોય તો શ્રી પદ્મ પ્રભુજીનું.

૨ ચંદ્ર નડતો હોય તો શ્રી ચંદ્ર પ્રભુજીનું.

૩ મંગળ નડતો હોય તો શ્રી વાસ પુજ્ય સ્વામીનું.

૪ બુધ નડે તો શ્રી વીમળનાથજી, અનંતનાથજી, ધરમનાથજી, નમીનાથજી, તથા મહા વીર સ્વામીજી વીગેરે માંથી એકનું

૫ બૃહસ્પતિ નડે તો શ્રી શીતળનાથજી, રીખભદેવ સ્વામિ, અજીતનાથજી, શંભવનાથજી, અભિનંદન સ્વામિ, સુમતિનાથજી, સુપાર્શ્વજીન, તથા હંશનાથ વીગેરેમાંથી એકનું.

૬ શુક્ર નડતો હોય તો શ્રી સુવિધી નાથજીનું.

૭ શની નડે તો શ્રી મુનીસુવ્રત સ્વામીજીનું.

૮ રાહુ નડે તો શ્રી નેમનાથજીનું.

૯ કેતુ નડે તો શ્રી પાર્શ્વનાથજી અથવા શ્રી મલ્લીનાથજીનું પુજન કરે તથા ગણું ગણેતો મંગળીક થાય

---

સુરત શેહેરમાં જાત્રા કરનારની જાણ સારૂ.

સુરત શેહેરોમાં ખાનગી ઘર દેરાસરો સીવાયના જાહેર મ્હોટાં જૈન દેરાસરો છે તેની સંવત ૧૯૫૭ના બીજા શ્રાવણસુદ છઠ ને ભોમવારે કરેલી ટીપ.

૧. વડા ચૌટામાં નગરશેઠની પોળ તથા તાળાવાળા ની પોળમાં પડતા દ્વારવાળું મુળનાયકો શ્રી અજીતનાથ જીઓ તથા શ્રી આદીશ્વર ભગવાનવાળું સુરતના નગર શેઠનું દેરૂં.

૨ વડા ચૌટામાં નગરશેઠની પોળમાં નગરશેઠના મોસાળીઆ શેઠ ડાયાભાઈ નવલખી ભાઈશાજી વાળાનું મુળ નાયક શ્રી ગોડીજી પાર્શ્વનાથજી વાળું દેરૂં.

૩. વડા ચૌટામાં તાળાવાળાની પોળમાં શ્રી મંદીર સ્વામીજીનું.

૪. વડા ચૌટામાં કબુતરખાને માસ્તર લાલભાઈ વમળચંદનું શ્રી કલ્યાણ પાર્શ્વનાથજીનું દેરૂં.

૫. વડા ચૌટામાં. પંડાળની પોળમાં. વડી પોષાળ ગચ્છનું મુળ નાયક શ્રી નેમીશ્વર ભગવાનનું દેરૂ.

૬. વડા ચૌટામાં ઓવારી કાંઠે શ્રી આદીશ્વર ભગવાનનું.

૭. નાણાવટમાં હરમાનની પોળમાં શ્રી અજીત નાથજીનું.

૮. નાણાવટમાં કચરાની પોળમાં શેઠ રાયચંદ કચરાવાળાનું સમોવસરણનું દેરૂ.

૯. સાહાપોરમાં શ્રી વડી પોષાળ ગચ્છનું શ્રી ચિંતામણ પાર્શ્વનાથજીનું દેરૂં.

૧૦. સહીતપરે શ્રાવકપોળમાં શ્રી નંદીશ્વરદીપનું દેરૂ.

૧૧. સહીતપરે સડકપર શ્રી પાર્શ્વનાથજીનું દેરૂં.

૧૨ હરીપરે શ્રી શીતળનાથજીનું દેરૂ.

૧૩ છાપરીઆ શેરીમાં સડકપર આદીશ્વર ભગવાનનુ

૧૪. છાપરીઆ શેરીમાં ખડકીમાં એક બીજું દેરૂં

૧૫ અને ૧૬. ગોળશેરીમાં બે દેહેરાં.

૧૭ અને ૧૮. નવાપરામાં તથા નાનપરામાં એક એક

૧૯. સગરામપરામાં પુંડરીક સ્વામીનું.

## હવે ગોપીપરામાં.

૨૦. શ્રી મહાવીર સ્વામીનું. ૨૧. શ્રી કલાસીપત વાળાનું અષ્ટાપદજીનું દેરૂં. ૨૨. શ્રી સંભવનાથજીનુ દેરૂં. ૨૩. ડોશીનું દેરૂ. ૨૪. ડોશીના દેરા જોડે એક બીજુ દેરૂ. ૨૫. દેવસુરના અપાસરા જોડે દેરૂ. ૨૬. શ્રી ધરમનાથજીનું દેરૂ. ૨૭. મલજીની ખડકીમાં એક દેરૂ. ૨૮. શેઠ પ્રેમચંદ રાયચંદની ધરમશાળા પાછળ શ્રી શીતળ નાથજીનું દેરૂ. ૨૯. બળી ભોંયપર શ્રી કુંથુનાથજીનું દેરૂ. ૩૦. કાયચ મોહોલ્લામાં શ્રી શાંતીનાથજી. ૩૧. માળી ફળીઆમાં આદીશ્વર ભગવાનનું દેરૂ. ૩૨. માળીફળીપા માં કાંકરીઆનું. ૩૩. ઓશ્વાલ મોહોલ્લામાં ઉમરવાડી પારસ્વનાથજીનું. ૩૪. ઓશ્વાલ મોહોલામાં મંન મોહન પાર્શ્વનાથજીનું. ૩૫. ઓશ્વાલ મોહોલામાં ઉદાધુસનુ દેરૂ. ૩૬. ઓશ્વાલ મોહોલામાં ચંદ્ર પ્રભુજીનું. ૩૭. મોટી પોળમાં વાસપુજ સ્વામીજીનું. ૩૮. શેઠ હીરા મંગળનું શ્રી સમત શીખરજીનું. દેરૂ. ૩૯. શેઠ ખીમાભાઇની વા ડીએ શેઠ નેમુભાઇનું શ્રી અનંતનાથજીનું દેરૂ.

૪૦. દેશાઇપોળમાં મોટીપોળમાં શ્રી અજીતનાથજીનુ ચોમકજીનું દેરૂ. એ દેહેરામાં શ્રી જૈન ગ્નાન વર્ધક મંડ

જીનું સ્થાપન થયું હતું. ૪૧. દેશાઇપોળમાં નાની પોળમાં શ્રી સુમતીનાથજીનું દેરૂ.

૪૨. સોનીફળીએ નગરશેઠની પોળમાં નગરશેઠના ડેલામાં સુરતના નગરશેઠનું શ્રી વીમળનાથજીનું દેરૂ.

હવે સુરતની પાસેના ગામડામાં ૪૩. ડુમસમાં શેઠ ધરમચંદ સંઘવીનું ૪૪ શ્રી કતારગામમાં આદીશ્વર ભગવાન. ૪૫. ઓરપાડમાં એક. ૪૬. વરીઆવમાં એક .૪૭. પાલમાં એક. અને શેહેરમાં ચાર દેરાં મળી કુલ્લે દેરાં ૫૧.



# ચોવીસ તિર્થંકરોનાં નામ તથા માતા પિતાનાં નામ વીગેરેનો કોઠો.

| નંબર | તિર્થંકરના નામ. | માતાનાં નામ | પીતાનાં નામ | લંછન. | જન્મભુમી |
|---|---|---|---|---|---|
| ૧ | રીખવદેવ. | મરૂદેવામાતા. | નાભીરાજા. | રૂષભ. | વાનીતા. |
| ૨ | અજીતનાથ. | વીજયામાતા | જીતશતરૂ. | હાથી. | અયોધ્યા. |
| ૩ | સંભવનાથ. | સેનામાતા. | જીતારીરાજા | ઘોડો. | સાવથી. |
| ૪ | અભીનંદન. | સિદ્ધાર્થમાતા. | સંવરરાજા. | વાંદરો. | વીનીતા. |
| ૫ | સુમતીનાથ. | મંગલામાતા. | મેઘરાજા | ક્રૌંચપક્ષી. | કોશલા. |
| ૬ | પદ્મપ્રભુ. | સુશિલામાતા. | ધરરાજા. | રાતુકમળ | કોશંબી. |
| ૭ | સુપારશ્વનાથ. | પ્રથીમાતા. | પ્રતીષ્ટરાજા | સાથીઓ. | વણારસી. |
| ૮ | ચંદ્રપ્રભુ. | લક્ષ્મણામાતા | મહસેનરાજા | ચંદ્રમા. | ચંદ્રપુરી. |
| ૯ | સુવિધિનાથ. | રામામાતા. | શુગ્રીવરાજા. | મછમઘર. | કાકંદી. |
| ૧૦ | શિતળનાથ. | નંદામાતા. | દ્રડરથરાજા. | શીવછ. | મદિલપુર |
| ૧૧ | શેયાંસનાથ. | વિષ્નુમાતા. | વિશ્નુરાજા. | ખડગી. | સિહપુર. |
| ૧૨ | વાસુપુજય. | જયામાતા. | વસુપુજયરાજા | પાડો. | ચંપાપુરી |
| ૧૩ | વીમળનાથ. | સ્યાસામાતા. | સુતવર્મરાજા. | સુઅર. | કપીલપુર |
| ૧૪ | અનંતનાથ. | સુયસામાતા | સિહસેનરાજા | સેચાણો. | અયોધ્યા |
| ૧૫ | ધરમનાથ. | સુવતામાતા | ભાનુરાજા. | વજર. | રત્નપુરી. |
| ૧૬ | સાંતીનાથ. | અચિરામાતા | વીશ્વસેન | હરણ. | અથીનાઉર |
| ૧૭ | કુંથુનાથ. | શ્રીમાતા. | સુરરાજા. | બોકડો. | ગજપુરી |
| ૧૮ | અરનાથ. | દેવીમાતા. | સુદર્શનરાજા. | નદાવત આ. | નાગપુરી |
| ૧૯ | મલ્લીનાથ. | પ્રભાવતીમા | કુંભરાજા. | કળસ. | મિથિલા. |
| ૨૦ | મુનીસુવ્રત. | પદ્મામાતા | સુમિત્રરાજા. | કાચબો. | રજગીરી |
| ૨૧ | નમીનાથ. | વિપ્રામાતા. | વીજયરાજા. | નીલકમલ | મહીલા. |
| ૨૨ | નેમનાથ. | શિવાદેવીમા. | સમુદ્રવિજય. | સંખ. | સોરિપુર |
| ૨૩ | પારશ્વનાથ | વામામાતા. | અશ્વસેન. | સર્પ. | વનારસી |
| ૨૪ | મહાવીર. | ત્રિસલામાતા | સિધ્ધાર્થરાજા | સિંહ. | ક્ષત્રિકુંડ |

૧૫૦

# સ્તવનાવળી પ્રારંભ

(મહા શીવ શંભુ સદા ભજ ભોળા.) એ રાગ.

મનવા ભજ જીનરાજ તું ભોળા (ટેક) રીખવ અજીત સંભવ અભીનંદન. ।। ધ્યાન-લગા-જીન-રા-જ-સદા (બે વાર) સુમતી પદમ ભોળા. ।। ૧ ।। સુપાર્શ્વ ચંદ્ર, સુવીધી સીતળ ।। ધ્યાન-લગા-જીન-રા-જ-સદા (બે વાર) હંસ વાસુ પુજ્ય ભોળા. ।। ૨ ।। વીમળ અનંત ધર્મ, શાંતી કુંથુ ।। ધ્યાન ।। બે વાર ।। અરમલ્લી તું ભોળા ।। ૩ ।। મુની સુવ્રત નમી, નેમી પાર્શ્વ ।। વર્ધમાન-નમુ-જીન-રા-જ-સદા (બે વાર) સંગીત મંડળ ભોળા ।। ૪ ।।

## રાગ—આશા ગોડી

માગું સદા સ્હાય તારી, અજીતજીન, માગુ (ટેક)
કૃપા કરીને દાસ જનોને, ઓથે રાખો તમારી ।। અજીત-૧
ભૂલ ચુકોની માફીદઈને. પાર પ્રભુદો ઉતારી અજીત -૨
કરજોડીને, સંગીત મંડળી, ગાવે તમોને વારી ।। અજીત -૩

## (ચમકતી ઠમકતી પદમણીરે.) એ રાગ

ચમકતી, ઝમકતી, મુરતીરે; મારૂ મંન લેહરી,
મારૂં દીલ લેહરી (ટેક) ચંદ્ર ઝલક સમ, મુખડું
નીહાળી ।।જપું જપમાળા હું તે ધુપ કરીરે ।। મારૂં મન ।।

॥ ૧ ॥ સંગીત મંડળી, નેહ નજરથી ॥ તારો પ્રભુ દયા કરી કર ધરીરે મારૂ મંન ॥ ૨ ॥

## (બંશી વાલે કાનકા) એ રાગ

નેમ વાલે પ્રાણ પ્યારે, જાદુરી તોરી અખીઆં (ટેક)
જાદુ ડારે, એક ઇશારે, તીર લગાએ છતીઆં ॥
પીરમાત રાજુલકે દીલકી, સુના મીઠી મોહે બલીઆં ॥ ૧ ॥

## સ્તવન ૫ મુ.

શું આંગી આજ આ મન માની (ટેક) જુઓની જુઓની, પાપધુઓની ધુઓની, દુઃખ ખુઓની ખુઓની, રીદ્ધ સુઓની સુઓની; નથી ગઇ વખત મળવાની, આમન માની ॥ ૧ ॥

---

## સ્તવન છઠુ.

ધીરે ચલો મોરા નેમગીરનાર ॥ ધીરે ચલો મોરા નેમ. (ટેક) કામાણ ગારા કંથજી તમે, અધવચ છોડી જાઓ ગીરનાર ॥ ૧ ॥ દ્વારે આવીને પાછા ગયા તમે ॥ પશુ પર ધારી નેહ નીરધાર ॥ ૨ ॥ આઠ ભવોંકી પ્રીત તુમારી ॥ નવમે ભવે કયા જાઓ ભરથાર ॥ ૩ ॥ સંગીત મંડળી
અર્જ કરે છે ॥ સ્તવન ભણું તમ ચરણ મોઝાર ॥ ૪ ॥

## -(જંજોળી જીવડા) એ રાગ.

દેખી પાર્શ્વ પ્રભુની, મુરત મનડું રાચે (બેવાર)
ભવીજન પ્રભુજી આગળ થેઈ થેઈ—નાચે (ટેક)
(શાખુ) આંગી નવરંગ ઝગમગે, પ્રભુ અંગ સોહાય;
પુષ્પ પંચરંગથી ગુંથી. હાર પ્રભુને ચડાય ॥૧॥
(શાખી) મુગટ માણી રત્ને જડયો ને કાને કુંડળ સાર;
બાંહે બાજુ બધ બેહેરખાં, ગલે મોતનકો હાર ॥ ૨॥
(શાખી) કરજોડી પ્રભુ વીનવું, અગ્નાની છું બાળ; તારજો
મુજપાપીને, જન ધરમ પ્રતિપાળ ॥ ૩ ॥ સંગીત મંડળી
વીનવે, સરણે તુજ મહારાજ; સંઘની આશા પુરીને
સારો સેવકના કાજ ॥ ૪ ॥

## (મુને સ્હાય કરશે મોરારી) એરાગ

પ્રભુ મુરત લાગે પ્યારીરે, દર્શ કરે અતી ધારી ધારી
(ટેક) નરને તારી દેખી સુખકારી, પ્રભુ ચીંતા કરજો
હમારી ॥ ૧ ॥ દુખયારા જીવોને કષ્ટથી તારી, લેજો
ભવથી પાર ઉતારી; જૈન સગીત ગુણ ગાએ,
શરણેછે પ્રભુ તારીરે ॥ દર્શ કરે અતી ધારી ધારી ॥૨॥

---

## સ્તવન નવમુ

આ અબળાનો પોકાર નાથજરી સાંભળોરે

કહુ છું કરજોડી સો સો વાર વેગે વેલા વળારે (ટેક)
સીતા સતી તારામતી દમયંતી દેહ દુખ વેઠતી;
સતીઓને દુખ આવે અતી, પણ સત્ય કદીન છોડતી
ઘડી સુખ ને ઘડી દુખ એવી આ જગતની છેરીતી
સેસાવન જઈ સંજમ લેઉં, જોનવ મળે નેમ પતી. ॥૧॥

---

## (નજરીઆં મીલાએ જાએ) એ રાગ

નજરીઆં મીલાવો પ્રભુ મોસે જીણંદા ॥ નજરી
આંમીલાઓ, નેનનીઆં મીલાઓપ્રેભુ મોસે જીણંદા
(ટેક) ચંદ્ર સરીખું બદન સોહે દેખી દીલ હરખાએ;
મેહેર અમપર કીજીએરે ॥ ઉમંગ અંગન સમાય ॥
મોરા–જીણંદા–આણંદા–સુરીંદા પુનેમ–નાચંદા–॥૧॥

## (ઝટ જાઉં ખોટી નહી થાવું) એ રાગ

ઉઠી પ્રભાતે પુજન હું આવું ॥ મનડું–રીઝે–રીઝે–
સદા ॥ ટેક ॥ ધુપ ઉખેવું, આંગીરચાવું, ધ્યાન ધરવું,
ભવતરવું ॥૧॥ જૈન–સં--ગી--ત--મં–ડ-ળી--ગુણ--ગાએ–
સહુ–મળી ॥ ૨ ॥ મનડું ॥

## (સનનનનનન મેઘ વરસે) એ રાગ.

સનનનનનન મેઘ વરસે ॥ પ્રભુ પેકુળશા ભરી--ભરી

॥ સરરરરરરર નમણ કરતા ॥ જીન પ્રતિમા શોભે અતિ ॥ ટેક ॥ મધુર મનહર પ્રભુ નીરખતાં ॥ આનંદ હોએ અતી ઈઈઈઈઈઈ ॥ મળી નરનારી ઊમંગે ॥ ગાએ તાન દઈ દઈ ॥ ૧ ॥ રહી અજબ શોભા બની રહી ॥ પ્રભુ તુજ દેદારની ઈઈઈઈઈઈ ॥ વાહ વાહ પ્રભુજી તુમારી ॥ આહાહા પ્રભુજી તુમારી ॥ કૃતી કવી નરશી કળી ॥ ૨ ॥

## ( કાહે મુખ એસી કહાણી ) એ રાગ.

ચાલો મળી સહુ સાથે, સુણવા જીન તણી વાણી. (ટેક) રત્ન જડીત મુગટ શીરપર સોહે અતિ; જગતપતિ-- અકલગતી--સુદ્ધ મતી--પ્રભુ મોટા છો જ્ઞાની ॥ ૧ ॥ બાજુ બંધ બેરખાં, બાંહે દીપે ભલા; દુઃખ હરતા—સુખ કરતા— મન ધરતા—પ્રભુ રખો મેહેરબાની ॥ ૨ ॥ જૈન સંગીત મંડળ, ગાએ મળી; સ્હાય કરજો--પાપ હરજો--દયા ધરજો --છઈએ બાળ અજ્ઞાની ॥ ૩ ॥

---

## સ્તવન ચૌદમું.

માનો માનો માનો મારી, અરજ મોરારી ॥ ચરણે

શરણે આવ્યો છું તમારી સ્હાય--સ્હાય ॥ ટેક ॥ તાત હમારે પ્રભુ સુખકારી ॥ કર પ્રતિપાળ દયા દીલ ધારી ॥ સ્હાય સ્હાય ૧ ॥ તું દુખ હરતા, તું સુખ કરતા ॥ ॥ સકળ સંઘનો તું ઉપગારી ॥ સ્હાય--સ્હાય ॥ ૨ ॥ સંગીત મંડળી શરણે તુમારી ॥ દોહરીશાન પ્રભુ જાઉં બલીહારી ॥ સ્હાય--સ્હાય ॥ ૩ ॥

## ઓછવની ખુશાલીનું ગાયન

થૈ થૈ ખુશાલીની લેર ઉડી રૈ રૈ (ટેક)

અજીત પ્રભુ ઉપર નીચેના, આદીનાથજી માળની જેના;
વંદન કરું હું તખ્તે તમને, નાચત છી છી છુમ થા
થૈ થા થા ॥ ૧ ॥

સુરત શેહેરના નગરશેઠજી, ગુલાબભાઈ નરોત્તમદાશે;
જીર્ણોદ્ધારનો મહોત્સવ કીધો, ધુમ મચી રહી ધનનન
ધુમ ધા ॥ ૨ ॥

એ રીતે કીધો ઉમંગે, પ્રતિષ્ઠા મોહોત્સવ જીર્ણોદ્ધારનો
પોતાનાં દેરાં એકત્ર કરીને, મંડળી સંગીતને તેની ખુશાલી
થા ॥ ૩ ॥